૪૭૦૯

# શ્રીહેમચંદસુરીનો પ્રબંધ



(વર્તમાનપત્રમાં આવેલી [illegible] પરથી.)

શ્રાવક લોકોને વાંચવા સારૂ,

રચનાર

## ભવાનીશંકર નરસિંહરામ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

## શેઠ. કેશવલાલ છોટાલાલ.



અમદાવાદમાં.

'સમશેર બહાદુર' છાપખાનામાં

સવાઈભાઈ રાયચંદે છાપ્યો.

કીંમત બે આના.

# સાચને ન આવે ઊની આંચ

લાવણી.

આ અસત્ય આગળ સત્ય તરીને આવે,
તાપના તાવડા વિષે પ્રથમ એ તાવે;
ભલભલા પુરૂષને પ્રથમ સત્યના ભાવે.
આ અસત્ય ઊડી જાય, સત્ય ફળ આવે,
સાચને ન આવે આંચ,
વિદ્વાન પુરૂષ તું વાંચ;
આ સાચ ચળકતા કાચ સમાને સોભે,
લાખોના મનડાં સત્ય લાભથી લોભે;
સાચની ધરી પર સદા ફરેછે શ્રષ્ટી,
સાચથી વખતસર થાય વિશ્વમાં વ્રષ્ટી,
સાચથી ટળે સંતાપ,
સાચથી ન ડંસે સાપ;
સાચથી ઊગેછે અદ્ધર સુરજને ચાંદો.
કશ તણો ન ઉતરે કદી સત્યવાણ કાંદો;
તગ તગે સાચથી ગગન વિષે ગ્રહ તારા,
સાચથી સુકાયે નહિ સમુદર સારા;
છે તત્વ તણું એ તત્વ,
મહીપર સત્યનું મહત્વ;
મહાસાગર સત્યે મુકે ન કદીએ માજા;
ક્ષિતપર સત્યે રાજ્ય કરે છે રાજા ;

સાચથી ધરીછે ધરતી શેષે શિરપર.
ગંભીર "ભવાની" ડરે અસત્યે ગીરિવર.
 એ અસતનો અન્યાય,
 ઠીક અસત્યથી નહી થાય;
વિષ બીજ વિવેકી અસત્યનું નહિ વાવે,
આ અસત્ય આગળ સત્ય તરીને આવે.



# શ્રીપુજ હેમચંદ સુરીનો મુકદમો.

(ગરબા)

"જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા જો—એ રાગ.

વિરમગામ વિશાળ નગર વખણાયછે જો,
મોટો કીલ્લો ફરતોછે મજબુતજો;
જોવા જેવું જુનું ગામ જણાયછે જો,
ચંદ્રપુરી સમ શોભાછે અદ્ભુતજો.
કાળાપર ગોરાનો કાળો કેર છે જો. (ટેક) ૧
હારા દોર હજારો હાટ હવેલીઓજો,
પ્રસિદ્ધ પુરાતનનો નહિ પારજો;
દાઢી દરવાજાને દીસે ડેલીઓજો,
એવી સોભા દીસે અપરમપારજો; કાળા૦ ૨
વસતા લાખાતિ વેપારી વાણીઆજો,
પૈસાવાળા ગ્રહસ્થ બહુ પંકાયજો;
જગત પ્રસિદ્ધ ઝવેરી ઝાઝા જાણીએજો,
આબરૂ અવનીમાં જેની અંકાયજો. કાળા૦ ૩
જૈન ધરમના મંદીર જોવા જોગછેજો,
શ્રાવક જનનો સારોછે સમુદાયજો;
જીવ દયામાં જે જાતી જાહેરછેજો,
સદાય સારા કૃત્યમાં આપે સહાયજો; કાળા૦ ૪
પરમ દયા આણીને પાળે પ્રાણીઓજો,
અશકત, ભુખ્યાં, તરશાં અને અપંગજો;
જરા ન જાતે સંકટ આપે જીવનેજો;

ઊધારવા પ્રાણીને ધરે ઉમંગજો. કાળા० ૫
ખરચે જર ખાંતે બહુ ઓડાં ઢોરમાંજો,
માંકડ ચાંચડ પર પણ આણે મેહેરજો;
જીવ જંતુપર રાખે મમતા જોરજાંજો,
વરતાવે નહી વિષયી પ્રાણીપર વેરજો. કાળા० ૬
તાજાં જળથી ભરેલ જોડ તળાવછેજો,
ગંગાસર, મુનસર એ નામ ગણાયજો;
નાવા, ધોવા પાણી ભરવા નેહથીજો,
જન આ નગર તણા દિન રોજે જાય જો; કાળા० ૭
મારે તાંહાં આવી અંગ્રેજો માંછલાંજો,
હિંદુ જાતાં વળતાં જુએ હજારજો;
દુઃખાય દીલ એવા બહુ બનતા દાખલાજો,
પણ ક્યાં જઈને પુરતો કરે પોકારજો; કાળા० ૮
'પાયચંદ' ગછ પૃથવીમાં પ્રખ્યાતછે જો,
શ્રીપુજ્ય તેમાં હેમચંદસુરી સારજો;
ધરમ ક્રિયામાં નિશદીન જેનું ધ્યાનછેજો,
લાલચ, લોભ ન મનમાં દીસે લગારજો. કાળા० ૯
માન અને મરજાદા રાખે માનવીજો,
શ્રાવક સઘળા કરી સાર સન્માનજો;
પુર વિષે પ્રીતે કરતા પધરામણીજો,
મળે મુલકમાં મોટું જેને માનજો. કાળા० ૧૦
ગામ ગામ કરીને ચોમાસુ ગાળવાજો,
સ્નેહે સાથ સહિત આવ્યા શ્રીપુજજો;
પધરામણી કરીને પ્રીતે પધરાવીયાજો,

જતા રહ્યા એમ કરતા દહાડા જુજજો. કા૦ ૧૧

અશાડ શુદ એકાદશી આવી એટલેજો,
મંગળવાર અને મંગળ એ માસજો;
જુન તણી તારીખ સતાવીશ જાણીએજો;
ઉરમાં એ દીન લોકો થયા ઉદાશજો. કા૦ ૧૨

ક્રિયા ધરમ કેરી કરવાને કારણેજો,
શ્રીપુજ આવ્યા છડી સ્વારી સાથજો;
સેવામાં છડીદાર, સીપાઇ બે હતાજો,
હતી છડી—બંદુક સીપાઇ હાથજો. કા૦ ૧૩

તળાવ તટ ફરતાંતાં પંખિ એ તકેજો,
પશુ અને પ્રાણીનો નાવે પારજો;
ગેલ કરી રમતાં બચ્ચાંની ગોદમાંજો,
હરણાં, સસલાં આદી જીવ હજારજો. કા૦ ૧૪

તરતાં નાનાં મોટાં જીવ તળાવમાંજો,
ડર. નિજ અંતર કેરો કરીને દુરજો;
સબબ શ્રીપુજ હતા તેમની સમીપમાંજો,
કરી શકે ક્યમ હતયા તેથી કુરજો. કા૦ ૧૫

મીઠાં ખાતાના સાથે લઇ માણુસોજો,
ઇલિઆરડ નામે આવ્યો ઇંગ્રેજજો;
જનાવરો જુક્તિથી લેવા જાળમાંજો,
શોખે કરવા વળી તે સાથ શીકારજો. કા૦ ૧૬

માણુસ તેનાં લાગ્યાં મછી મારવાજો,
જોતાં જોતાં જળમાં નાખી જાળજો;
ઘણા જણા હીંદુ જન ધુજ્યાં ધાતથી,

ક્રોધ તથા અંતરમાં સળગ્યો કાળજો. કા૦ ૧૭
કાળાજન ગોરા સાહેબને શું કરેજો,
આગળી ચીંધે તો આપે અપમાનજો;
ફરીઆદી કરી કોરટમાં નથી ફાવતાજો,
હલકાં પડે અને ઊપજે વળી હાણજો. કા૦ ૧૮
શ્રીપુજે સઘળા અણસારા સાંભલ્યાજો,
જાણી લીધું જે આ હાણસે જીવજો;
ઉડિ જાય આ પંખી જો આકાશમાંજો,
જીવ બચેને રાજી થાયે જીવજો. કા૦ ૧૯
સીપાઇ સામું જોતાં તે સમજયો સહીજો,
બંદુક ખાલીનો પડિ કીધો બારજો;
પાંખો ફફડાવીને ઊડ્યાં પંખીઓજો,
હરણાં, સસલાં નાશી છુટ્યાં હજારજો. કા૦ ૨૦
શિકારડ રાતી આંખો કરી આવીઓજો,
વળની છેડી પરવાનાની વાતજો;
પરવાનો દેખાડો રહીને પાંસરાજો,
ઉલટો થાશે નહીતો પછી ઉતપાતજો. કા૦ ૨૧
શ્રીપુજ બોલ્યા શિકારડનું સાંભળીજો,
તમે કોણછો કરનારા તકરારજો;
"સરકારે પરવાનો જોવાની સત્તાજો;
"દીધિ નથી તમને કરૂં કાં દરકારજો. કા૦ ૨૨
"પરવાનો પુછોતો મારી પાસછે જો,
"વટથી બતાવવાની ન કરૂ વારજો;
"સિદ્ધા આવ્યા તેવા પાછા સંચરોજો,

ઃરકઝક કરતાં પડશે નહીતો રાતજો. કા૦ ૨૩
*વિઝારડને આવ્યો ગુસ્સો આંખમાંજો,
તુંકારો કરી બોલ્યો આણી તાનજો;
હમણાં પરવાનો હાજર અહિંઆં કરોજો.
આપવું પડશે પછી નહિતો અપમાનજો. કા૦ ૨૪
ગણુતિમાં શું કાળા ગોરાની કનેજો,
નહિ હુકમ માને એવા નાદાનજો;
સિપાઈ ખુંચી લેશે શિરજોરી કરીજો,
કેમ હજુ મહારાજ ન સુણતા કાનજો. કા૦ ૨૫
સતા પુછી શ્રીપુજે એ સાહેબનીજો,
વિના પ્રયોજે કેમ કરો વિવાદજો;
સાફ કહું કે તુંકારો નહિ સાંભળુંજો,
ફોકટ રોકો તો કરશું ફરીઆદજો. કા૦ ૨૬
અણુસારાથી બોલાવી નીજ આદમીજો,
ઈવિઝારડ બોલ્યો આપી અપમાનજો;
મારો પકડીને બાંધો મહારાજનેજો,
જલદી બોલીને દોડો કરવા જાણુંજો. કા૦ ૨૭
મીઆં એક દોડયો મુશાફરી બંગલેજો,
જુલમ જુએ પાળે ચઢિ પુરના જનજો;
મદદ મેળવીને આવ્યો પોલીશનીજો,
છવિઝાંરનો સોબતી આંડરસનજો; કા૦ ૨૮
પોતાના માણુસ પાળા પોલીસનાજો,
વડા 'સાબ'નીકરવા આવ્યા વારજો;
પકડો, બાંધો, મારો શબ્દ પોકારતાજો.

વીંટી લેતાં લેશ ન લાગી વારજો. કા૦ ૨૯
જુલમ કરીને બાંધી લીધા જોરથીજો,
હેમચંદસુરીને કીધા હાથજો;
અંગ ઉપર પાડી એવી અતિ આપદાજો,
બહુ ભીડી મહારાજે વાજબી બ.થજો. કા૦ ૩૦
સોર કર્યો પણ મહારાજે નવ સાંભળ્યુંજો,
અરસ પરસ એમ બહુધા થયો અભાવજો;
શ્રીપુજના માણસ કોરટમાં સંચર્યાંજો,
રીસ કરી પણ લેશ ન સાંભળી રાવજો. કા૦ ૩૧
બીજે દીન સાણુંદ સીધાવ્યો બીકથીજો,
ફરીઆદી સાંભળ્યા વિના ફોજદારજો;
અજાયબી ઉપજી સઘળાંને અંતરેજો,
વગે મામલતદારે કીધી વારજો. કા૦ ૩૨
સાહેબની ફરીઆદી એણે સાંભળીજો,
કબજે કરી શ્રીપુજને કીધો કેદજો;
કશું ન કાળાનું ચાલે ગોરા કનેજો,
ભાઇ જુઓ આ ભલા અમલનો ભેદજો. કા૦ ૩૩
ફરીઆદી નોંધાવી સાહેબે ફરીજો,
બંદુકનો કીધો મારાપર બારજો;
ગોળી થડમાં આવીને છટકી ગઇજો,
વિનાશ ઉપજતાં નવ લાગત વારજો. કા૦ ૩૪
સાહેબનો અન્યાય ન કોરટ સાંભળેજો,
જાય ભલે દેશીજન કેરા જાનજો;
મારખાઇને મુગા રહેવું માનમાંજો,

હક જાળવતાં ઊપજે બમણી હાણજો. કા૦ ૩૫
સિંહ સમાન જુએ લોકો સાહેબનેજો,
ડર દેખીને નાસે એથી દૂરજો;
રૈયત—અધિકારી અંજાયે રોફથીજો,
જુલમ ન જુએ ગોરા તણો જરૂરજો. કા૦ ૩૬
એવો આ અંગ્રેજીમાં અન્યાયછે જો,
સાંભળતી નથી અપીલ કશી સરકારજો;
સાંભળવાનું ડોળ ધર્યાથી શું સરેજો,
વડી સરકાર કરે નહિ ચોંપે વારજો. કા૦ ૩૭
કાળાને ગોરાનો જુદો કાયદોજો,
જુલમ કરીને ગોરા છૂટી જાયજો;
ડંકા મારે દેશીને દાઝથીજો;
થોડે વાંકે ડબકા ઝાઝા ખાયજો. કા૦ ૩૮
વણ વાંકે શ્રીપુજને તેના સોબતીજો,
પકડીને લીધા માજીસ્ટ્રેટ પાસજો;
સ્ટેશન ઊપર વણિક માવ્યા સંખ્યા વિનાજો,
ઊરમા જોઈ અતિશય થયા ઉદાશજો. કા૦ ૩૯
પાંચ હજાર વણીક પડયા પંચાતમાંજો,
જુલમ શ્રીપુજ ઊપર જોઈ જાહેરજો;
અગ્નીરથ દોડયો ભણી અમદાવાદનીજો,
ખડખડતા જન જોતાં ઉભા બહારજો. કા૦ ૪૦
અરે જીવ આ શ્રીપુજ ઉપર શું થયુંજો,
વણુવાંકે દેખાવ થયો વિપરીતજો;
નજરે આ દેખાવ ગમે જોવો નહિજો,

જરૂર ગોરા કરીને જાશે જીતજો. કા૦ ૪૧
એમ વીચારી આવ્યા અમદાવાદમાંજો.
આબરૂદાર વણિકના આગેવાનજો;
સંભળાવવાને સખત જુલમ સરકારમાંજો,
મહાજનનું રહેવાને સરૂ માનજો. કા૦ ૪૨
પ્રથમ વર્ગના માજીસ્ત્રેટને, પુછીયુંજો,
જામીનપર છોડો દરદું જામીનજો;
શ્રીકૃષ્ણનું મજીસ્ત્રેટે ન સાંભળ્યુંજો,
પ્રચીત થયા પ્રજાજન એથી ખીન્નજો. કા૦ ૪૩
કેદ કરીને રાખ્યા કાચી કેદમાંજો.
મોટા શ્રીકૃષ્ણનું નામ રાખ્યું માનજો;
દાકતરને તેડ્યો નહિ માર દેખાડવાજો,
હેમચંદસુરી એથી થયા હેરાનજો. કા૦ ૪૪
હરિઝારડ—આંડરસન રીઝ્યા અંતરેજો,
કોરટમાં આવ્યો થોડા દીન કેસજો;
વાદિના સાહેદની સાંભળી વારતાજો.
ભુલો કેશ ન જાણ્યો એથી લેશજો. કા૦ ૪૫
સજ્યા વીના ત્રણ છોડયા માણસ સાથનાજો,
દીઠો નહી એ માણસ ઉપર દોષજો;
વાર વધારે જેલ પડિ નહિ વેઠવીજો,
રહયો વાદીના મનમાં એથી રોશજો. કા૦ ૪૬
પરમેશ્વર માથે રાખીને પુછતાજો,
વિદીત કીધી સાચી જુઠી વાતજો;
કમીટ કરીને નોંધ્યા શેસન કોરટેજો,

ઠીક ન એ કોરટ વણ સારૂ થાતજો. કા૦ ૪૭
સારા જડજ બારાજે શેસન કોરટેજો,
ફેર વિનાનો ન્યાય કરે શીલપોટસજો;
ફેરે નહિં એવા આપેછે ફેંસલાજો,
રાંક-તવંગરના સાંભળી રીપોર્ટસજો. કા૦ ૪૮
પળમાં સાચુ જુઠું લેછે પારખીજો,
નીરમળ આપેછે રૈયતને ન્યાયજો;
અભિમાન પણી કેરૂં નહિ અંતરેજો,
ઠીક સદા એ કરથી સારૂં થાયજો, કા૦ ૪૯
શેસનમાં શ્રીપુજનું કામ થયું સરૂજો,
બારીષ્ટર શ્રીપુજનો આવ્યો બેસજો;
હિમાયતી મહારાજ તણા હાજર થયાજો,
કરવાને શ્રીપુજનો લુલો કેસજો. કા૦ ૫૦
નરભેરામ વકીલ વાદી કેરા નકીજો,
શેસનમાં આવ્યા વાદીની સાથજે;
પારખવા બેઠા જુરર એ પારસીજો,
બ્રાનસને ભીડી શેસનમાં બાથજો. કા૦ ૫૧
સાંભળવાને કોરટ મધે સેંકડાજો,
ભારે થાતી માણસ કેરી ભીડજો;
આખો દીનજન એવી રીતે આવતાજો,
ચડતી પોલીસ જનને એથી ચીડજો;
વાદીની ફરીઆદી માંડી વાંચવાજો,
સઘળા તપાસના માંડ્યા સાહેદજે;
ઉલટ પાલટમાં સાહેદિ પડિ ઉલટીજો;

ભલી કળાથી ઉઘડયો સઘળો ભેદજો. કા૦ ૫૩
ઈવિઆરડને આંડરસ ઊભા જુએજો,
જડજ પુછે તેનો શો દીએ જવાબજો;
મીઆં તણી જુબાની સરખી નહિ મળીજો,
દીધેલ સાહેબ દેખાયો દાબજો. કા૦ ૫૪
સાચે સાચુ બોલ્યા બીજા સાહેદીજો,
સહી પુછ્યા વિણુ કરી લીધી સરકારજો;
જોયું એવું આણ્યુંછે જાહેરમાંજો,
વદતાં સાચુ નથી લગાડી વારજો. કા૦ ૫૫
તપાસમાં વાદી આંડરસનના કયાજો,
આનસને કીધો બહુ ભલો બચાવજો;
કઢાવી નકલ જુબાનીની જુક્તિ કરીજો,
સાચા આગળ નભે ન જુઠુ સાવજો;
કબુલ કીધું સાહેબે ચઢિ કોરટેજો,
નકલ લીધી છે દેવા જોઈ જવાબજો;
સિપાઇની જુબાની સઘળી સાંભળીજો,
મુકદમાનું કરવા ઘટતું માપજો. કા૦ ૫૬
આડા અવળા જવાપ માંડ્યા આપવાજો,
તાણાતોડી વકીલે કરી તકરારજો;
પુછ્યા તે નવ જવાબ દીધા પાંસરાજો,
કીધા સાચા જુઠા બીજા કરારજો. કા૦ ૫૮
પરવાનાનું કારણ જડજે પુછીયુંજો,
તમે કરી ક્યમ સત્તા વિના તકરારજો;
સત્તા હોયતો ઉતર કરો સવાલનોજો,

ભલા થઈને ગુમાવશો નહિ ભારજો, કા૦ ૯
સરકારે પરવાનો જોવાની સતાજો,
જાણ્યામાં તમને નથી દીધી જરાયજો;
હોય હુકમતો કોરટમાં હાજર કરોજો,
કારણ વણ શ્રીપુજ કયમ કેદ કરાયજો. કા. ૬૦
આગ્યા બારીસ્ટર પાસે મહારાજનાજો,
જડજે દશ હજાર તણા જામીનજો;
જામીન આપીને છુટ્યા શ્રીપુજજીજો,
દેખીતો ઊગ્યો સારો એ દીનજો. કા૦ ૬૧
ગોરા બે બહુધા પડીઆ ગભરાટમાંજો,
જુકતીથી દેવો શો હવે જવાબજો;
જોતાં એવી સતા નથી જાહેરમાંજો,
શ્રીપુજનું ઉઘડયું શું જુનું સવાબજો. કા૦ ૬૨
બીજે દિન કોરટમાં સઘળાં બેસતાંજો,
જણાવ્યું જડજે ટીકા કરીને જુજજો;
છુટા કરવું માન સહીત મહારાજનેજો,
સજયા વિના સનમાન સહીત શ્રીપુજજો. કા૦ ૬૩
ઈયાદી દીધી આંડરસન, ઈવીઆરડનેજો.
આજ પછી આવો નકરો અન્યાયજો;
કહણ બીજા સાહેબ ઉપર ટિકા કરીજો,
નિરમળ એવી રીતે તોલ્યો ન્યાયજો. કા૦ ૬૪
સખત દીધો ઠબકો બન્ને સાહેબનેજો,
કારણવણ કયમ આવો જુલમ કરાયજો;
સતા હતી સામે થાવા શ્રીપુજનેજો,

પરવાનો જોવાનું કેમ પુછાયજો. કા૦ ૬૫
ગોળીની નહી ઊતરી વાત જરા ગળેજો,
શસ્ત્ર ધરે કયમ શ્રાવકના શ્રીપુજજો;
ગોળીનું જોડી કાઢયું ધભરાટમાંજો,
બહુ ખુશી શ્રીપુજની જડજે બુજજો; કા૦ ૬૬
બ્રાનસનને સાબાસીતો દીધી બહુજો,
વધતાં લોકે તેના કર્યાં વખાણજો:
બચાવ સારો કરી શ્રીપુજ બચાવીઆજો,
મળસે એથી મુલક મુલકમાં માનજો. કા૦ ૬૭
સાચ તરેને જુઠ ડુબે એ સત્યછેજો,
કાળાપર ગોરા વરતાવે કેરજો;
આવેછે અંગ્રેજો એવા ઊપરીજો,
વાંક વગર કાળાપર રાખે વેરજો. સા૦ ૬૮
હજાર દશથી વણિક અધીક હાજર થયાજો,
વધતા જડજ તણા બહુ કર્યાં વખાણજો;
બારીસ્ટરને સાબાશી દીધી બહુજો,
મમતાથી મસ દીધું લોકે માનજો. સા૦ ૬૯
હાજર લોક થયેલા બોલ્યા હરખથીજો,
ફરી ફરીને ધન તને ફીલપોટસજો,
નવ જુગ સુધી રહેશે તારી નામનાજો;
રસથી ભરેલ લેવાશે રીપોટસજો. સા૦ ૭૦
વૃષ્ટિ પુષ્પ તણી કરી ગુરૂ વધાવીઆજો,
વળતી કીધો વરઘોડાનો ખંતજો;
વાજાં, ઢોલ; નગારાં લાગ્યાં વાગવાજો,

હજાર લોક મલ્યા આણીને હેતજો. સા૦ ૭૧
મીના મધે પધરાવ્યા મહારાજનેજો.
વણીક અને વરઘોડો થયો વિદાયજો;
વિધવિધનાં વાજીંતર માંડ્યાં વાગવાજો,
જથે જથે મળી લોકો જોવા જાયજો. સા૦ ૭૨
ઊલટ્યા લોકો વરઘોડામાં ઊલટેજો,
અબીલ ગુલાલે છવાઈ ગયું આકાશજો;
દીવાળીથી ઓછવ કીધો દશગણોજો,
પળમાં આવી પોહોચ્યાં દેવળ પાસજો. સા૦ ૭૩
પારસનાથ તણા કરી દરશન પ્રીતથીજો,
શ્રીપુજને ઊપજ્યો બહુધા સંતોષજો;
ખાંતે ખુબ જર ખરચાવ્યું ખેરાતમાંજો,
હરખ વધ્યો આવ્યા હઇઆમાં હોશજો. સા૦ ૭૪
ઊતારામાં હેમચંદ સુરી ઊતર્યાજો,
પ્રગટ્યું પેલા ભવનું પુરણ પુન્યજો;
વંચાશે ગુજરાત વીશે આ વારતાજો,
જન નહી ભુલે અઢારબાસી જુનજો. સા. ૭૫
જુઠા સમખાનારાને જાહેરમાંજો,
ફરીઆદી કરી કરવા ખુબ ફજેતજો,
પત્રો લાગ્યાં સરવે એમ પોકારવાજો,
આજ પછી રહેવું નહી આમ અચેતજો. સા૦ ૭૬
સાચ તરે એ અનુભવીનું સિદ્ધાંત છે જો,
સાચાને નવ આવે ઊની આંચજો;
જુઠ કુંભીને આવેછે જાહેરમાંજો,

પ્રકટ થતાં નવ લાગે દહાડા પાંચજો. સા૦ ૭૭
પુન્ય તજીને કુબ્યું ઝાંઝ્ઝ પાપનુંજો,
લાયક ગુરૂની પ્રભુએ રાખી લાજજો;
મમતાથી ઊપકાર પ્રભુનો માનવોજો,
અરજ તણો સાંભળી લો હરિ અવાજજો. સા૦ ૭૮
આજ પછી ન બને આવું આ દેશમાંજો,
લાયક જનની આબરૂ નવ લુટાયજો;
ટુંડ મિજાજ તણા અધીકારી નવ ટકેજો,
ઠીક ગવરનર કરથી સારૂ થાયજો. સા૦ ૭૯
તોતો કાળા જનનું માન ઘણું ટકેજો,
ઉપજે નહિ અંગરેજો સાથ અભાવજો;
સુભ ચાહે સઘળા લોકો સરકારનુંજો,
રૈયતની સરકાર સુણી લે રાવજો. સા૦ ૮૦
સંવત ઓગણી આડત્રીસની શાલનોજે,
મનહર મંગળ બીજો શ્રાવણ માસજો;
પૂરો કર્યો આ વિષય રચીને પુનમેજો,
ઉરમાં એ દિન અતિસય થયો ઉલાસજો.
સાચ તરેને જુઠ ડુબે એ સત્યછેજો. ૮૧

———o———

# સરકારને સુચના!

(ગરબી).

"જોયું જોયું કોલાપુર શેહેર, વડોદર અલબેલું". એ રાગ.

સુણો સુણો ગવરનર સાર, અમારી આ અરજી,
સુખ કાંઇ કરો સરકાર, મનની લઇ મરજી. ટેક
ગોરા અધિકારીઓ ગુજારે,
કાળા ઊપર કેરરે;
ચામડીનો રાખીને ચટકો,
વાંક વગર વેર; અમારી આ અરજી.
શિકાર કરવા લેછે સાથે,
હરકત વણ હથીઆરરે;
હરણ મુકી "નેટીવ" હણેછે,
ખચીત રાખી ખાર. અમારી૰ ૨
મોત વગર દેશીને મારે,
સુણે નહી સરકારરે;
ગુના વિનાનો ગજબ ગુજારે,
એવા સમયે આ વાર; અમારી૰ ૩
આપે દેશીને અપમાનો,
આણીને અતી માનરે;
ગોરાની આગળ ગણતીમાં,
હલકાં છે હેવાન; અમારી૰
ઠબકો સંભળાવીને થોડો,

સૃજ્યા વીના સરકારરે;
છોડી મુકે "કંગાળ" ગણીને,
વગે કરે છે વાર; અમારી० ૫
બહુ થયું માબાપ બચાવો,
સંકટ નવ ખમાયરે;
આપ વિના ફરીઆદી આવી.
ઠીક કરી ક્યાં થાય? અમારી આ અરજી. ૬
સુણો સુણો ગવરનર સાર, અમારી આ અરજી.
કૃપા કાંઇ કરો સરકાર, માની લ્યો અરજી. સુણો.

# કમળા કુમારી.

## (હિંદુ ઘર સંસાર સ્થિતીનું ચિત્ર.)

"એક રસીલી વાર્તા"

કીમત એક રૂપીઓ.

રચનાર

**કવિ ભવાનીશંકર નરસિંહરામ.**

(આ ગ્રંથ વિષે મત.)

"કમળાકુમારીના પીતાનો નકશો અછો ને ગંભીર ચિતાર્યોછે. ઊંચ ખુબીનો વિવેકસાગર ગ્રંથને પ્રસંન કરવા જેવો તેમ અસર કરનારો કર્યો છે તેમાં રચનારે શાબાસી મેળવીછે. નાટકનાં પાને પાને જોવામાં જેટલી કલ્પના ને કળા આવેછે, તેટલી જુના જુસ્સા ને નવાં વસ્ત્રાથી ખુબ સોભાવી કાઢીછે. અને જસ મેળવવા યોગ્ય નમુનો બનાવ્યોછે. કમળાના લગ્નને વધનનો વરઘોડો જે તરેહથી બયાન થયુંછે અને એ અવસરોમાં જે રીતીએ હિંદી રીવાજોનું ચિત્ર કાઢ્યુંછે, તે આ પુસ્તકને સંપુર્ણ કરવાવાળું સાધન જણાયુંછે. ભાષા સ્વચ્છ સાથ વિચારને તરેહ અચ્છી મળી જઇને કોઈ કોઈ પાનેતો વાંચવાને બહુ રસ પડે છે."

(કહેશરે હિંદ).

પુસ્તકને માટે લીંબડીમાં કવિ ભવાનીશંકર નરસીંહરામને લખી જણાવવું.

---

# જાહેર ખબર.

## સોરઠી સોમનાથ.

(મહમુદ ગીઝનવીની બારમી ચઢાઈનું વૃત્તાંત).

આ સવા બસો કરતાં વધારે પૃષ્ટનાં રસયુક્ત ગ્રંથની અંદર આજથી આઠસો વરસ પહેલાંનું આ દેશનું આબેહુબ ચિત્ર આપવાની કોસીશ કરીછે. ભારત ભુમીના ભુપતીઓના યશ ભરેલા પરાક્રમોથી ને રણમાં રંગ રાખનારા રણવિલાસી ટેડા રજપુતોના વિરપણાના વાજબી વખાણથી ભરપુર, ધરમ ઘેલાઇ સલામીઓના ઘાતકી, ભોળાને વિરસ્વભાવની નોંધથી તથા ચાલચલગતના વિચીત્રથી બનતા સુધી 'સોરઠી સોમનાથ' મનપસંદ કરવામાં આવ્યું. છે.

થોડા વખતમાં પ્રસિદ્ધ થશે.

આગળથી નામ નોંધાવનાર પાસેથી, સવા રૂપીઓ.

લીંબડીમાં કવી ભવાનીશંકર નરસિંહરામને લખી જણાવવું.



